શ્રીશ્રેયસ્સાધકઅધિકારીવર્ગનો ૧૧૯ મો મહોત્સવ.

# કીર્તનો.



૨૩ મા સાધનસમારંભનિમિત્ત.

સ્થલ: જરકુંડ, અંકલેશ્વર.

રચનાર:

શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી.

શ્રીમતી જયન્તીદેવી.

મૂલ્ય: ૦—૩—૦

પ્રસિદ્ધ કરનાર:

શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગ તરફથી

જે૦ દે૦ દવે.

અમદાવાદ.

શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ

મુદ્રિત કર્યું. ખાડીઆ—અમદાવાદ.

સંવત્ ૧૯૭૭. ઈ. સ. ૧૯૨૧.

ફાલ્ગુન પૂર્ણિમા. ૨૩ માર્ચ.

॥ ॐ श्रीं ॥

# श्री साधनसमारंभ.

## -२३ मो-

સ્થળ: જરકુંડ—અંકલેશ્વર.

[ ફાલ્ગુન શુક્લ ૧૫, બુધવારથી ફાલ્ગુન કૃષ્ણ ૧, મંગળવારપર્યન્ત ]

સંવત્ ૧૯૭૭

---

## कीर्तनो.

---

### स्तवन.

પદ. ૧ ભૂપ કલ્યાણ. ( કરજે શ્યામ મારો ઉદ્ધાર, એ લય. )

પરમાત્મન્! હો તુજ જયકાર,
તું અનન્તાકાર અવ્યય, તું જ એકાકાર; પરમાત્મન્!
વિષય તું, વિષયી તું, વિષયાતીત તુજ પ્રકાર જી,
દ્વૈત તું, અદ્વૈત તું, તું દ્વૈતાદ્વૈતથી પાર; પરમાત્મન્!
તું જ ઇચ્છા ઉઠાવે ને, તું જ તૃપ્ત થનાર જી,
તૃપ્તિઅતૃપ્તિથી એ જ તું, અલિપ્ત જ રહેનાર; પરમાત્મન્!
શુદ્ધ તું, તું અશુદ્ધકેરો, ધરે આવિષ્કાર જી,
તું જ શુદ્ધાશુદ્ધરહિત પદે સ્વયં વસનાર; પરમાત્મન્!
અનિર્વચનીય તુજ સ્વરૂપનો, કો ન પામે પાર જી,
યાચીએ તુજમાં અમારૂં, ચિત્ત હો એકતાર; પરમાત્મન્!

---

## साधक–सज्जनने सत्कार.

પદ ૨ ( તીવ્રેચ્છા સુખસાધન,–એ લય. )

આવો પ્રભુપ્રીતિભાજન, બંધુ સુભાગી–સજ્જન !
કરીને અધિક આગ્રહી મન, સાધો વિલક્ષણ સાધન.
ફરી મળે સમય ના આવો, તે પ્રમાદમાં ન ગુમાવો;
વાસ્તવ બળને પ્રકટાવો, પ્રભુધૂન અખંડ લગાવો,
જ્યાં અનુકૂળ છે સઘળાંએ પરિવેષ્ટન,[1]
ગુરુસંકલ્પિત આ સમજો તાપસવન; આવો.
કરી ઇન્દ્રિય પ્રત્યક્પ્રવાહી,[2] સંયમ સાધો સઉ આદિ;
લહો અનુભવ કંઈ ફલદાયી, ધરી ધ્યાન લક્ષ્યસ્થળમાંહિ,
કરો વૃત્તિબહિર્મુખકાલે મંત્રરટન,
વસી એકાન્તે કાંઇ કરજો સચ્ચિંતન; આવો.
કહે જેને પ્રિયાસ્તિભાતિ, તે તમે જ આદિ અનાદિ,
એ ભાવે કરી મદમાતી,—વૃત્તિ, રહો પ્રસન્નતાથી;
મુક્તત્વ અનુભવજો ધરી સદ્વર્તન,
સાર્થક કરી લો સહજે તન મન જીવન; આવો.

શ્રી જ० દેવો.

---

## मंत्रोच्चारणसाहित मनने स्वरूपमां शमाववा साधकोने उपदेश.

પદ ૩ ( માનવ દેહમાં જી રે, એ લય. )

સાધક સાધુઓ ! અંતરે ઉતરી અલેક જગાવજો,
એ અલેક ધ્વનિથી ભરી દો, સકલ આ બ્રહ્માંડ; સાધક.
એવી ધૂન લગાવો જેમાં, સ્ફુરણ થાય ન અન્યજી,
શબ્દ સાથે ઉઠે ખુમારી, ઉર અનુભવજન્ય; સાધક.

---

૧ આસપાસની સામગ્રી. ૨ અંતર્મુખ.

ધ્વનિતણા અવધિએ રાખો, મનને નિર્વ્યાપાર જી,
એ ક્ષણે મન શિથિલ કરીને, કરો સ્વરૂપાકાર; સાધક૦
મંત્રધ્વનિ કરતી વખત, મનની સ્થિતિ રહે તંગ જી,
ઇતર ચિન્તનનો ન મનને, થાય તે ક્ષણ સંગ; સાધક૦
મંત્રઉચ્ચારણ બીજાં ચિન્તનની સામે થાય જી,
મંત્રમાં મનને લગાડી, અભ્યન્તર લઈ જાય; સાધક૦
મંત્રધ્વનિ કંઇ કાળ કરી પછી, વેગ કરીને ક્ષીણ જી,
તે ક્ષણે તેને સ્વરૂપમાં, કરો પૂર્ણ વિલીન; સાધક૦
પુનઃ ઉત્થિત થાય તો વળી, ફરી જગાવો અલેક જી,
પુનઃ ધ્વનિના અંતમાં કરો, મનને સ્વરૂપથી એક; સાધક૦
લોહને જેમ તપ્ત કરી પછી, જળવિષે બોળાય જી,
ઠંડુ થાતાં તપવે ફરીથી, તો તે દૃઢ બની જાય; સાધક૦
તેમ મંત્રપ્રવાહતાપથી, તપવી મનને ખૂબ જી,
સ્વરૂપમાં કરજો ફરી ફરી, મનની ડુબાડુબ; સાધક૦
ક્રમથી મનનો અન્તરાલવિષે વધારી કાલ જી,
પૂર્ણ શાન્તિ અનુભવી અંતે થઈ રહો ન્યાલ; સાધક૦

---

## वृत्तिने संयमित राखवा प्रबोध.

પદ ૪ ( પરમ પદે આ વિરામે મતિ, એ લય. )

વૃત્તિ સદા સંયમિત રાખજો,
નિરોધના યત્નથી ન થાકજો;—
વાણીદ્વારા વૃત્તિ ઉઠે, પણ તેથી સંયમબલ તૂટે,
જેમ ફાવ્યું તેમ ના ભાખજો;—
કંઇ કંઈ દૃશ્યો નેત્રથી ન્યાળી, વૃત્તિ બને બાહ્ય વ્યાપારવાળી,
અઘટિત જરી ન કદી ઝાંખજો;—
વિવિધ અવિહિત શુણવા વાતો, બાંધતી વૃત્તિ કર્ણથી નાતો,
કર્ણેન્દ્રિયે જે તે ના નાંખજો;—

વિવિધ અયોગ્ય ક્રિયાઆધારે, વિમુખ થતી વૃત્તિ વારેવારે,
કરતાં ક્રિયાઓ નિગ્રહ દાખજો;—
ઉગ્ર બની એ તો ક્ષણમાં ભાગે, અંકુશ જો ન એનાપર રાખે,
ઉન્મત્તતા એની ના સાંખજો;—
બહારથી પાછી લાવી લાવી, નરહરિ પ્રભુપદમાંહિ થમાવી,
અન્તર્મુખતાનો રસ ચાખજો;—

---

## अहंममत्वनुं ईश्वरमां विलापन ए ज शांतिप्रद मार्ग छे.

### પદ ૫ ( વર્ષાઋતુની વાદળી જેમ, એ લય. )

બ્રહ્માંડમાં બનીને દડો, સર્વત્ર હું ગબડું,
આપે ગતિ પ્રભુ તેમ હું તો પ્રેમથી ગબડું;
કોઈના ચરણઆગળ પડું, કદી હાથમાંહિ ચઢું,
સ્થિર બેસું જો ન ગતિ મળે, ન સ્વતંત્ર હું રખડું.
નિશ્ચિંત થઈ, હું તો વીતાવું કાળ મારો,
ફજેટી દીધો, આવો મેં મિથ્યા અહંભારો; નિશ્ચિંત૦
મારૂં જીવન રહેતું સદાય પ્રભુહાથમાં,
પામું હું આનંદ મારા પ્રેરકની સાથમાં,
મારો છે આધાર પ્રભુ દિવસ અને રાતમાં,
છૂટો હુંથી ન જે થનારો; નિશ્ચિંત૦
મારૂં મેં મમત્વ બધું મૂક્યું પ્રભુપાયમાં,
પ્રભુવિરુદ્ધ કૃતિ ન કે ગતિ લહું કશાયમાં,
જીવન શાંત રાખવાનો જગતસમુદાયમાં,—
માર્ગ એ જ સરળ અને સારો; નિશ્ચિંત૦

શ્રી જ० દેવો.

---

## श्रेयस्साधकने प्रश्न.

પદ ૬ (સાધજે, સાધજે, તું જ્ઞાનસાધન સાધજે, એ લય.)

શું કર્યું, કહે, શું કર્યું, તેં 'વર્ગ'કાજે શું કર્યું !
સાધક બનીને શું કર્યું ?
તેં બન્ધુકાજે શું કર્યું ?
'અમુક વર્ગતણો હું ને, અમુક મારો વર્ગ,'
એ મમત્વ હોય તો કહે, તેને શો દે અર્ધ્ય ?
કદી એ વિચાર્યું છે ખરૂં ?
તેં વર્ગકાજે શું કર્યું ? તેં વર્ગમાં ભળી શું કર્યું ?–
ઉદરપોષણાર્થે ઘણા, તેં સેવ્યા વ્યાપાર,
વર્ગનું સંપોષણ થવા, શા સેવે આચાર ?
સેવાનું વ્રત કયું આદર્યું ?
એક બન્ધુ બનીને શું કર્યું ? નિજ બન્ધુઅર્થે શું કર્યું !–
જગના વિધવિધ જનતણો, નિભાવવા સમ્બન્ધ,
અગણિત ભાર વહી વહી, રહી ગયો તુજ સ્કન્ધ;
એમાં જીવન તારૂં વર્યું,
પણ વર્ગ ખાતર શું કર્યું ? નિજ ધર્મ સમજી શું કર્યું !–
વિવાહ કે વરસીવિષે, ન્યાતો કરવામાંય,
દ્રવ્ય ગરયું તેં કાંકરા, સ્રીપુત્રાર્થ સદાય;
વર્ગાર્થ કેટલું વાવર્યું ?
સાધક ગણાઇ શું કર્યું ? સહકારી બની તેં શું કર્યું ?–
નોકરી તુજ સંભાળતાં, લોહીનું પાણી થાય,
સંસ્થાઅર્થે નિત્ય તુજ, સમય કેટલો જાય ?
એ કાજ અન્ય શું પરહર્યું ?
લાગણી ધરી તેં શું કર્યું ? માગણી કરી તેં શું કર્યું !–
ઘરમાં રાચરચીલું ને, ધન તું વધારે નિત્ય,

સાધે તુજ હિત અધિક જે, વર્ગતણું સાહિત્ય,–
તે ઘેર કેટલું સંઘર્યું ?
તેં વાંચી શું તેં આચર્યું ? અધિકાર વધવા શું કર્યું ?–
સ્ત્રીપુત્રાદિને શું તે, વંચાવે છે ખાસ ?
એ સાહિત્ય પ્રચારવા, શું તું કરે પ્રયાસ ?
જેથી જીવન તુજ સુધર્યું,
તે વર્ગકાજે શું કર્યું ? કર્તવ્ય સમજી શું કર્યું ?–
પત્ની કે પુત્રાદિમાં, વર્ગવિષે સદ્ભાવ–
સ્થાપ્યો શું તેં અધિક કે, દૂર રહ્યા તે સાવ ?
એ સઉનું હિત શું આચર્યું ?
તેં તેમનું શુભ શું કર્યું ? થઇ સ્વજન તેનું શું હિત કર્યું ?–
કર્યો કેટલો વર્ગકાજે તનમનધન ત્યાગ ?
પ્રતિવર્ષ તું કેટલા, ઉત્સવમાં લે ભાગ ?
તારૂં જ શું તેં પરહર્યું ?
અભિમાન જેનું તેં ધર્યું, તે કાજ કહે તેં શું કર્યું ?–
લેતો રસ કહે કેટલો, વર્ગની પ્રવૃત્તિમાંહિ ?
તેમાં તુજ બનતું કરી, તેને વધારે કાંઇ ?
તે કાજ કશું અળગું કર્યું ?
આટલા જીવનમાં શું કર્યું ? સંસ્થાનિમિત્તે શું કર્યું ?–
વિચાર્યું છે ? તુજ જીવન ને, બોધથી આકર્ષાઈ,
યત્નબલેથી ક્રમે ક્રમે, આ તુજ મંડલ ભાઈ !
તારાથી કેટલું વિસ્તર્યું ?
તેં વર્ગમાં ભળી શું કર્યું ? વૃદ્ધિનિમિત્તે શું કર્યું ?–
જે સાધનબળને લીધે, શ્રેયસ્સાધકવર્ગ,–
અન્તઃબલિષ્ઠ થઈ રહે, તેવું સાચું ભર્ગ–
તુજમાંથી શું તેમાં પૂર્યું ?
કહે શું શું તેં સાધન કર્યું ? તેં પ્રાપ્તબળનું શું કર્યું ?–

તુજપ્રતિ તુજ કર્તવ્ય તેમ, વર્ગપ્રતિ પણ છે જ,
એહ સત્ય સમજાઇ જશે, વિચારી જોતાં સ્હેજ,
જો હોય ગળે આ ઉતર્યું,
તો વિચારી જો શું કર્યું ? તુજ વર્ગકાજે શું કર્યું ?
તુજ બન્ધુ ને ભગિનીની, ઉન્નતિઅર્થે કાંઇ,-
કરવાનું કર્તવ્ય તુજ, માથે છે એ ભાઈ !
જો આજ લગી ના સાંભર્યું,
તો આજ તુજ આગળ સ્મર્યું, કર હજી પણ જે ના કર્યું.

---

## परमतत्त्वमां रमनार वृत्तिनी जगदासक्त जीवोप्रति उक्ति.

પદ ૭ ગઝલ.

અલ્યા દર્દુર ! અમે છઇએ, મહાસિન્ધુની માછલીઓ,
તમો ખાબોચીયાવાસી, શું જાણો કેવી માછલીઓ.
અમારો દેશ છે દરીઓ, અગાધ જળેથી એ ભરીયો,
ઉરે મૌક્તિક ધરનારી, અમે શ્રીમંત માછલીઓ.
તું રગદોળાય કાદવમાં, વળી દુર્ગંધમય જળમાં,
વહેતા નિર્મળાં જળની, અમે તો સ્વચ્છ માછલીઓ.
જરી એક તાપ પડતામાં, સુકાતું સ્થાન ઝટ તારૂં,
સદા જલપૂર્ણ સ્થાનકમાં, અમે રમનાર માછલીઓ.
ગણે તું જે જગત્ મોટું, અમારે મન મલિન ખાડો,
તત્ત્વજલમાં વિહરનારી, અમે તો દિવ્ય માછલીઓ.
મોજ મિથ્યા ભલે માણો, તમારી કુદકુદામણીમાં,
અનંત પ્રદેશમાં સરતી, અમે સ્વચ્છંદી માછલીઓ.
અરે જગવાસિ જીવદર્દુર ! ધરી અજ્ઞાન કાં ફુલો,
રમો તત્ત્વે બની મહામત્સ્ય, દે એ બોધ માછલીઓ.

**श्री ज० देवी.**

---

## जगत्नां प्राणिमात्र जगदीश्वरनां अतिथि छे.

### પદ ૮ ( ફુલની પાંખડી લો પ્રાણુ, એ લય. )

પ્રભુના તમે સઉ મહેમાન,
અખિલ જગ પ્રભુનું નિવાસસ્થાન; પ્રભુના૦
તમઅર્થે પ્રભુએ રચ્યું સુન્દર, જગમન્દિર મહાન્,
પ્રભુ ત્યાં આમંત્રીને તમને, દે અનુપમ સુખદાન; પ્રભુના૦
તમને પરમાનન્દ પ્રકટવા, પ્રભુ દઈ દઈ બહુ ધ્યાન,
વિવિધ ભાતિની સુખસામગ્રી, રચી રહ્યા ભગવાન્; પ્રભુના૦
પંચતત્ત્વના નિધિ[1] બનાવ્યા, ભૌતિકસુખનિધાન,
રચ્યો અભૌતિક સુખાર્થ છઠ્ઠો, અતત્ત્વનિધિ બલવાન્; પ્રભુના૦
પંચ દ્વાર રચી બહિર્ વિચરવા, કર્યાં ઘણાં મેદાન,
અંતર ઉંચે ઉંચે ચઢવા, રચી દિવ્ય સોપાન[2]; પ્રભુના૦
દુઃખી બનો ના હવે કરી, ઉર જીવત્વનું અનુમાન,
પ્રભુ જ્યાં પોતે ગણે અખંડિત, તમને આત્મસમાન; પ્રભુના૦
અનન્ત જ્ઞાનનિકેતન પ્રભુમન્દિરમાં ક્યાં અજ્ઞાન!
અનુભવજો પ્રભુપ્રસાદ સાચો, થઈને પ્રજ્ઞાવાન્; પ્રભુના૦
ક્ષાશ નથી કશી મહેમાનીમાં, છો તમે સુભાગ્યવાન્,
મહામસ્ત વિચરો પ્રભુસ્મરણે, કરતા પ્રભુરસપાન; પ્રભુના૦

---

## श्रीइष्टाश्रयप्राप्त साधकना उद्गार.

### પદ ૯ ( ઉરે મારે બેડોરે, એ લય. )

ભવે મને મળીગો રે, ખરો દાતા શ્રીમંત બાપલો રે;
ધનના ઢગલાઓ મારા, ઘરમાં એ વાળતો રે,
આવી ઉઘાડી ઘરનો આગળો; (૩) મને૦

૧ ભંડાર. ૨ નિસરણી.

વાપરતાં વધતી એવી, દૈવી સંપત્તિ દીધી,
તોડીને નિર્ધનતાની સાંકળો; (૩) મને૦
પરમ ઐશ્વર્ય પામી, મસ્ત હું વિચરું વિશ્વે,
નૃપતિ પણ દીસે મુજને કાંગલો; (૩) મને૦
મારા એ બાપલાની, કરુણા તો હુંપર વર્ષે,
પુરુષાર્થ દીસે મને પાંગળો; (૩) મને૦
મારી સિદ્ધિને જીવ શું, જાણી કે માણી જાણે,
સૂર્યને જાણે શું વનવાગળો; (૩) મને૦
નૃહરિકૃપાથી હું તો, અદ્વયરૂપે રમતો,
મારાથી છે ના કોઈ આગલો; (૩) મને૦

ओ ज० देवी.

---

## साधननिष्ठ रहेनार यथार्थ अधिकारिनी विरलता.

પદ ૧૦ (ભર દરીયે હોય છોડવો તો, એ લય.)

છે ઘણાં કર્તવ્ય પણ તે સાધવા ઉત્સાહ ક્યાં છે ?
'આ જીવનમાં આ ક્ષણે, હું કેમ કરી ભેટું પ્રભુ,'
ના કશાથી શાન્ત થાયે એવો અંતર દાહ ક્યાં છે ? છે૦
સર્વ પ્રભુને કાજ જો છોડાય તો પ્રભુ ઝટ મળે,
પણ સર્વ ત્યજવા જેટલો ઉરમાં પ્રભુનો ચાહ ક્યાં છે ! છે૦
શ્રદ્ધાળુ રહી અશ્રાન્ત યત્ને, લક્ષ્યસિદ્ધિ થાય છે,
પરન્તુ લક્ષ્યે સતત મનવૃત્તિકેરો પ્રવાહ ક્યાં છે ? છે૦
આત્મબળ ને ગુરુકૃપાથી ઈપ્સિતાર્થ સધાય છે,
જાણે છતાં બહુ મર્મભરી લેનાર તેની સલાહ ક્યાં છે ? છે૦
ધ્યાનસાધક શાન્ત નિરુપાધિક જીવનમાં રસ બહુ,
(પણ) દૃશ્યનો ત્યજી મોહ ભોગવનાર એવી મજાહ ક્યાં છે ? છે૦
પ્રભુતણી આ જ્ઞાનસૃષ્ટિમાં રહ્યાં સાધન ઘણાં,
શુદ્ધ અધિકારી બની તે સાધનારની વાહ વા' છે; છે૦

## ईशनी अकल लीलाने न समजनार अज्ञ जीवोनुं ईशमति विकल [illegible].

પદ ૧૧ ( ઓ જીવડા, જાગીને જોતાં જગ ખોટુંરેજી, એ લય. )

ઓ બાપજી ! આપની લીલા જોતાં થાક્યાં રે જી,
અગમ્ય, અતર્ક્ય અણુદીઠી એ લીલા નિરખી,
મગજ અમારાં બહુ પાકયાં રે; ઓ૦
સંકલ્પથી આખી સૃષ્ટિ સર્જો છો ને,
સંકલ્પમાત્રથી સંહારો રે જી,
વાસનારજ્જુથી કંઇક જીવોને,
બાંધો ને કંઈકને ઉગારો રે; ઓ૦
એક સ્થળે આજે સુકાળ બનાવો ને,
કાલે દુષ્કાળ ત્યાં દેખાડો રે જી,
આજે જે દેશની ચઢતી કરો તેને,
કાલે તો છેક નીચે પાડોરે; ઓ૦
આજે સંપત્તિ આપી કાલ તે છીનવી લઇને,
તેને કરોછો ભિખારી રે જી,
ઘડીમાં હસાવો ને ઘડીમાં રડાવો છો,
રીતિ તો આપની કંઇ ન્યારી રે; ઓ૦
જીવપક્ષીને ક્ષણમાં ગગને ઉડાવો ને,
ક્ષણમાં ત્રોડો તેની પાંખો રે જી,
જ્ઞાનશિખરે ક્ષણમાં નૃત્ય કરાવો ને,
ક્ષણમાં સંસારપંકે નાંખો રે; ઓ૦
સુખતણા ચગડોળે ઘડીમાં બેસાડો ને,
ઘડીમાં ઓચિંતા ઉતારો રે જી,
આનંદઉદધિમાં હોડી હંકારો કદી,
દેખાડો રણનો તપારો રે; ઓ૦

બુદ્ધિ આ બહેર મારી ગઇ છે અમારી, આવું-
અનેક જન્મથી જોતાં રે જી,
સમજી ન શકતાં આવી વિચિત્ર લીલાને,
ખાઇએ છીએ બહુ ગોથાં રે; ઓ૦
ગાંડાઘેલા આ આપભક્તોને આપની,
લીલાનો પાર કંઇ પમાડો રે જી,
કાં તો વિલાવી લીલા તેમની દૃષ્ટિમાં,
આપનું સ્વરૂપ રમાડોરે; ઓ૦
શ્રી જ૦ દેશી.

---

### श्री इष्टपरायणमतिनी इष्टदर्शननिमित्त उत्सुकता.

પદ ૧૨ ( એ બંસરિયકી વનમાળી, એ લય. )

કંઇ ચટપટી મને થઇ ભારી,
જોવા છબીલી છબી તુજ જે મુજ,
દિલદર્દો હરનારી; કંઇ૦
તારાં નયનની જાદુઇ ભુરકી,
શું તેં હુંપર પ્રસારી ?
મુજ મન નેત્રોમાંથી નીગાળે,
તારે કાજે વારિ; કંઇ૦
ખાવા ખેલવા કે કોઇ ભોગે,
ઠરી ન રહે મતિ મારી,
કરી વિસર્જન બહિર્ વિલોકન,
થઇ અંતર ધુમનારી; કંઇ૦
તારે કાજે જીવન મારૂં,
કીમતી ન જરી ગણુનારી,
તુજ પ્રાપ્ત્યર્થે પ્રાણુ અર્પવા,
આ ક્ષણુ મુજ તૈયારી; કંઇ૦

સઘળું લે તું, કરૂં જે કહે તું,
બોલ શી ઇચ્છા તારી,
માગ્યું લઇને, માગ્યું દઇને,
વશ થા વિશ્વવિહારિ ! કં૦

શ્રી જ૦ દેવી.

---

## શું—શેમાં છે ?

પદ ૧૩ (ઇષ્ટનામ વહાલા નિત્ય૦ એ લય.)

અનુભવતણું રહસ્ય સકલ ધ્યાનમાં છે,
પ્રાપ્તિ પૂર્ણ બલતણી, નિરુદ્ધ પ્રાણમાં છે; અનુ૦
શાન્તિકેરી કલા ચિત્તસમાધાનમાં છે,
અહંમમત્વ ત્યાગવાનું બલ દાનમાં છે; અનુ૦
જગદ્‌ભાન ભૂલવાનું ભક્તિતાનમાં છે;
જગત્ બ્રહ્મ ભાળવાનો મર્મ જ્ઞાનમાં છે; અનુ૦
કાર્યસિદ્ધિ તો સંકલ્પ બલવાન્‌માં છે,
અભયપ્રાપ્તિની કલા તો સ્વરૂપભાનમાં છે; અનુ૦
ફલની પ્રાપ્તિ સદા કર્મના પ્રમાણમાં છે,
સાધનનું રહસ્ય ઇષ્ટાનુસન્ધાનમાં છે; અનુ૦
દર્શન વીરતાનું દુઃખના મેદાનમાં છે,
આનન્દપ્રાપ્તિ બ્રહ્મીભાવના ઉત્થાનમાં છે; અનુ૦
સકલ ઉપાધિનું મૂલ તો અજ્ઞાનમાં છે,
ધન્ય સાધક, જેનું ચિત્ત ભગવાન્‌માં છે; અનુ૦

---

## ચેતવણી.

પદ ૧૪ ( શુણી શિશુની પ્રભુ આજ વાણી રે એ લય. )

ચેતો ચેતો અરે નરનારી રે, આવે એ પેલી કાળની સ્વારી રે;
સજ્જ રહો શસ્ત્ર અસ્ત્ર સજીને, કરો રક્ષણતણી તૈયારી રે; ચેતો૦

જુઓ જુઓ છોડી રહી, અતિ કારમાં બાણ,
એ લીધો કે લઈ જશે, સહજ સમયમાં પ્રાણ,
રાખો રાખો સાવધતા ભારીરે, આણો અણીને ટાણે હોશીયારી રે; ચેતો૦
જ્ઞાનદુર્ગમાં પેસજો, [ જે ] વજ્રતણો કહેવાય,
ત્રિકાલમાં ત્રુટે ન જ્યાં, કાળનું વળે ન કાંય,
છોને તોપો છોડે પ્રાણહારીરે, પણ તમને ન તે સ્પર્શનારી રે; ચેતો૦
અમૃતકૂપો દિવ્ય છે, નિજ નાભિની માંય,
તે રસમાં સર્વાંશથી, જો રસરૂપ થવાય,
જાણો તો યમદંષ્ટ્રા નિવારી રે, કાળ પાછો જશે ઝખ મારી રે;ચેતો૦
અમન ચમન કરતાં કદી, કાળ નહિ વશ થાય,
વિલાસ જગના ભોગવ્યે, જરૂર વિનાશ પમાય,
કરવા શત્રુની પૂર્ણ ખુવારી રે, થજો શિવતત્ત્વઆશ્રયધારિરે; ચેતો૦
તત્ત્વજ્ઞાન ને ધ્યાનનું, મેળવી રણસાહિત્ય,
પ્રણવનાદ રણતુરવડે, ગજવો રણ થઈ અભીત,
કાળે મ્હોડે જશે કાળ હારી રે, નિશ્ચય જયસિદ્ધિ થાશે તમારી રે; ચેતો૦

**મો૦ જ૦ દેવી.**

---

## તે જ્ઞાન કહો શા કામનું ?

### પદ ૧૫ ( ગઝલ. )

જે જ્ઞાનથી દુઃખ ના ગયું તે જ્ઞાન કહો શા કામનું !
જે જ્ઞાનથી ધાર્યું ન મળ્યું સુખ, જ્ઞાન તે શા કામનું !
જે જ્ઞાન ઉપજાવી શક્યું ના, અન્તરે બલ ત્યાગનું,
જે જ્ઞાન માયાથી ન છોડવી શકતું તે શા કામનું !
જે જ્ઞાન જગ તૃણવત્ ગણાવી બળ ન નિઃસ્પૃહતાતણું,—
ઉરમાંહિ ઉપજાવી શકે તે જ્ઞાન કહો શા કામનું ?

જે જ્ઞાન ધારે તો કરે ચેતનતણું જડવત્ અણુ,
જે જ્ઞાન પલટાવે  ન જડને ચેતને (તે) શા કામનું !
જે જ્ઞાન સર્વત્ર ન કરાવે ભાન પ્રખર પ્રતાપનું,
ધારેલું કાર્ય સધાવતું ના, જ્ઞાન તે શા કામનું ?
જે જ્ઞાન ક્ષણભર પણ નહિ, દાબી શકે મુખ મૃત્યુનું,
ન, વિકારીને અવિકારી કરતું, જ્ઞાન તે શા કામનું
જે જ્ઞાન આ જગમાં અને આ દેહમાં પૂર્ણત્વનું,
સંપૂર્ણ સુખ ના આપતું તે જ્ઞાન કહો શા કામનું '
જે જ્ઞાન જડમૂળ કાઢતું ના જીવત્વનું–અજ્ઞાનનું,
તે જ્ઞાન નથી કાંઈ કામનું, તે જ્ઞાન નથી કાંઈ કામનું.

## स्वरूपसिद्ध पुरुषनुं स्वरूपप्रदेशना अनुभवनुं कथन.

પદ ૧૬ ( જોગી ન થા રાજા ભરથરી, એ લય. )

હુંમય જેહ નથી થયો, તેનાથી ન જ્યાં જવાય જી,
હુંમાં શમ્યાવિણુ કોઇથી, જ્યાં ન કદી પ્રવેશાયજી,
એવા પ્રદેશમાં સ્થિત હું.
સક્રિય કે જે અક્રિય નથી, જે ન શેષ કે અશેષજી,
ભાવ અભાવ ન જ્યાં રહ્યા, જ્યાં ન જીવ કે મહેશ જી,
એવી સ્થિતિમાંહિ હું રહું.
સર્વજ્ઞતા સર્વશક્તતા, પણ જ્યાં લાગે ભારમૂલ જી,
સ્ફુરણસરીખું જ્યાં ભાસતું, હિમાચલજેવું સ્થૂલ જી,
એવી દશામાંહિ હું વહું.
પૂર્ણતાનું પણ રૂપ કંઇ, જાણે લાગે મર્યાદિતજી,
'વિભુ' પદ ને 'નિત્ય' પદ મને, કરે કંઇક સંકુચિત જી,
એવા અનુભવને લહું.

'હું' કહેતાં પણ ખૂચતું, 'આ' એમ કેમ કહેવાય જી,
'આ' અને 'હું' એવાં રૂપકો, જ્યાં ન ઉભાં કરાય જી,
એવા અકથ્યને શું કહું.

---

## हरिमयता.

પદ ૧૭. ગઝલ.

હરિનામની ધૂન લાગી અમને, જ્યાં ત્યાં હરિને ભાળીએ;
ભાળી હરિ જ્યાં ત્યાં હૃદયના, કલેશ સઘળા ટાળીએ.–
ન્યાળી હરિજનમાં હરિ, રમીએ હરિથી તાળીએ;
મળવો બીજે ક્યાં લ્હાવ આ, બની મસ્ત પ્રેમથી હાલીએ.—
પ્રેમના પ્રવાહથી પ્રભુ–ચરણને પ્રક્ષાળીએ;
સ્નેહસિંદુ ઉલટયો ઉર ત્યાં, કેમ કરી કહો ખાળીએ.–
જોતાં મનોરમ મૂર્તિ પ્રભુની, મહાનંદે મહાલીએ;
ન્યાળી વળી નિજમાં હરિને, ભિન્નતા ઓગાળીએ;–
ઘડીમાં જૂદા પ્રભુથી વળી, ઘડીમાં મળીને ચાલીએ;
એવા અવર્ણ્યાનંદમાં, દિનરાત્રિને અમે ગાળીએ.–

जगन्नाथ.

---

## दुर्बळ जीवनी प्रभुने विज्ञप्ति.

પદ ૧૮ ( લો જ્ઞાનનો સુજનો લ્હાવો, એ લય. )

હવે કંઇક દયા તો આણો, તુટતા લગી કાં પ્રભુ તાણો.
કોઈ ઇચ્છા પૂર્ણ ન ફળતી, એકે કાર્યે સિદ્ધિ ન મળતીરે,
તાણો સાંધું ત્યાં તુટે વાણો; હવે૦
હું પાકયો છું કે નાહી, જુઓ કડછી ઘાલી શું માંહિ રે,
ઘટે ચાંપી જોવો દાણો; હવે૦

નથી સ્વબલ નથી કો સહાયક, હું તો સોચને પણ નથી લાયક રે,
ત્યાં શીદ મારો છો બાણો; હવે૦
પ્રભુ ! કહોડો શીદ ઉગામ્યો, મને સીસમસમ શું જાણ્યો રે ?
હું તો કોમળ લીલો ધાણો; હવે૦
પ્રતિબંધ બહુ બહુ લાવી, મને દો કાં અધિક દબાવી રે,
હું તો મારાથી ખું દબાણો; હવે૦
નથી શરીરનું બળ સારૂં, મન તો મૂળથી નથી મારૂં રે,
આથી ભાગું હું કષ્ટનો પ્હાણો; હવે૦
મને અનુકૂલ સ્થિતિ દેખાડો, કંઈક સુખનો સ્વાદ ચખાડો રે,
પ્રભુ તમને હું વેચાણો; હવે૦

---

## પ્રભુના પ્રદેશમાં જવા અર્થે બંધુઓને કથન.

પદ ૧૯ ( મેં તો મસ્ત ભઈ મિલિ શ્યામકો, એ લય. )

બંધુ ! ચાલો જવાને પ્રભુધામમાં,
જવા પ્રભુધામમાં, એ નાથના મુકામમાં;
હાં રે, બંધુ ! ચાલો જવાને પ્રભુધામમાં;
પ્રભુતણા ધામવિના ક્યાંહિ ન જાશો, ઘર તો ઘણાં છે બીજાં ગામમાં;—
શમદમ સંપત્તિ બાંધજો ગાંઠે, માર્ગે આવે જે ખરા કામમાં;—
સદ્ગુરુશરણનું છત્ર શિરે ધરો, તાપથી રાખે જે આરામમાં;—
ભક્તિનું મિઠું ભાથું રાખજો સાથે, ભુખ ભાગે જે ઠામઠામમાં;—
જ્ઞાનનાં અમૃતજલ પીવાને, સાથે રાખી લેજો સુદામમાં;—
સર્વ પ્રકારની સહાય રહી છે જાણો, એક પ્રભુતણા નામમાં;—
અડગ નિષ્ઠાથી સાચી એકાગ્રતાથી, ચિત્ત પરોવી રાખો રામમાં;—
નરહરિમાંહિ ભિન્નાસ્તિત્વ વિલાવી, ઠરજો અભેદ પરિણામમાં;—

**શ્રી જ૦ દેવી.**

---

## ध्येयना क्षणिक दर्शनमां थयेला वृत्तिनां भावो.

પદ ૨૦ ( રસિક નલિની આહિ, એ લય. )

મારી દષ્ટિઆગળથી પેલું કોણુ સંચર્યું ?
ક્ષણુભરમાં પણુ એણે મારા હૃદયને હર્યું; મારી૦
વિષયવિષે હતી મસ્તિમાં, ત્યાં પળભર ભુલી ભાન,
અણુચિંતી મેં તો દીઠી, મિઠી છૂપી કંઇ સાન,
ત્યાં તો મારૂં દશ્યલુબ્ધ ચિત્ત દશ્યથી સર્યું; મારી૦
સર્વાસક્ત હતી હું તે, થઇ ગઇ સઉથી વિરક્ત,
ક્ષણુદર્શી એ કંઇકમાં, બની અનન્યાસક્ત,
નથી સમજાતું, મુજમાં એણે એવું શું કર્યું; મારી૦
અંજન એણે આંજ્યું, શું મુજ દષ્ટિમાંહ્ય,
જાણે એને આંખડી, સ્થગ સ્થળ જોવા ચ્હાય,
ચ્હ મારા અંતરમાં જાણે જૂદું ફર્યું; મારી૦
મુજ મતિએ આલેખિયું, એનું સૂક્ષ્મ સ્વરૂપ,
એ એંધાણીએ હવે, શોધ કરીશ હું ખૂબ,
જંપુ ત્યારે, હું સિદ્ધ કરૂં મારૂં આદર્યું; મારી૦

---

## मुर्धारूप हिमगिरिमां निवास करवा अधिकारीने उपदेश.

પદ ૨૧ ( કાયા કાચો કુંભ છે, જીવમુસાફર પાસ, એ લય. )

બંધુ ! હિમગિરિનું શિખર, એ તમ નિવાસસ્થાન,
ક્લેશતણો કર્કશ ધ્વનિ, જ્યાં આવે ના કાન,
શીતલતા—શુભ્રતાથી એ ગિરિવર તો છવાયો,
તેમાં વસનાર, તેમાં રમનાર, અખંડ રહે મદમાયો.
અનુભવઝરણાં જ્યાં વહે, ઉઠે જ્ઞાનના ઓઘ,
અવિક્રિયતા રે' છતાં, લહાય દૈવી ભોગ,

કદી વિદ્યાત્મિકા માયા જમાવે રંગ ત્યાં કંઇ,
કદી માયાતીત, સ્વરૂપ અમિત, અનુભવે આવતું કંઈ.
નિવાસ કરી ત્યાં યોગી કંઇ, કરે સમાધિ અખંડ,
સ્વરૂપચમત્કૃતિના લહે, અનુભવ પ્રકટ પ્રચંડ;
ગિરિની ગુહાવિષે વિલસી રહી કોઇ દિવ્ય જ્યોતિ,
નિવારીને ભીતિ–ભ્રમની પ્રતીતિ, પ્રકાશસ્વરૂપે સ્હોતી.
એ જ શિખરઅભ્યંતરે, વસે શિવા ને શિવ,
જીવનમય એ સ્થાન છે, અન્ય સકલ નિર્જીવ;
અહી ગુરુની કલા, ગુરુની કૃપાર્થી, વસી મૂર્ધટોચે,
પામોને અવ્યક્ત, પદ સર્વશક્ત, જ્યાં ન સામાન્ય પહોંચે.
જ્ઞાતવ્ય પ્રાપ્તવ્ય એ, એ જ સુખાધિષ્ઠાન,
પામો બંધુ ! આજ તે, કરો કર્તવ્ય મહાન.

જો જ૦ દેવી.

---

## कोनो सहवास सेव्य छे ?

પદ ૨૨ ધનાશ્રી.

એવાનો સહવાસ, કર મન, એવાનો સહવાસ.
જેનો નિત્ય વધે છે પ્રભુમાં, ઉલ્લસતો વિશ્વાસ; કર મન૦
જેના શબ્દોમાં છે સાચાં, આશા ને ઉલ્લાસ; કર મન૦
સદા આત્મસામર્થ્યતણું જે, મુખપર વિલસે હાસ્ય; કર મન૦
જેનાં નયનો પણ પ્રસરાવે, ઉત્સાહનો પ્રકાશ; કર મન૦
નિજ ઉન્નતિ કરવાનો જે ઉર, રહે સક્રિય અભિલાષ; કર મન૦
નિજઆગળ નિર્બળ જે માને, ચિન્તા ભય ને ત્રાસ; કર મન૦
પ્રતિકૂલતામાં પણ ચાલુ રહે, જેના શુભ પ્રયાસ; કર મન૦
કોઇ હેતુ પણ ના અટકાવે, જેનો આત્મવિકાસ; કર મન૦

પવિત્ર સંયમબલ છે જેની, સર્વ ક્રિયામાં ખાસ; કર મન૦
ઈશ્વરાભિમુખ રહી જે કરતો, સાર્થક જીવનપ્રવાસ; કર મન૦

---

## इष्टचन्द्रने मुर्धाकाशमां दर्शन देवा वृत्तिकुमुदिनीनुं विनीत निवेदन.

પદ ૨૩ ( તમારે બારણે હું આવ્યો, એ લય. )

નભે ઝટ હે નિશાપતિ ! આવો, કુમુદિનીને હરખાવો,
પ્રિય ! આમ શું કરમાવો, દર્શન દઇ ખીલાવો.
ત્રાટક કરી રહી તાણી તાણી, હું...તો સ્વામિ !
ગગનઘુમટે ઝળળળ કરતા,—
આવો, ન નયન તણાવો, મન ભાવો; કુમુદિનીને૦
મનનું માન્યું મળતાં બીજાં, ખી...લ્યાં કુસુમો,
એક જ હું ચીમળાઇ રહી છું,
હસે સઉ પુષ્પ, જોઇ વેષ આવો, કાં તાવો ! કુમુદિનીને૦
આશામાં ને આશામાંહિ, રા...ત્રિ વિલાતી,
પળ તે યુગસમ લાગે હાવે,
ધણીપણું સાચું ઝટ બતલાવો, મલકાવો; કુમુદિનીને૦

**શ્રી જ૦ દેવી.**

---

## भक्तिना आवेशथी उभराता वृत्तिना उद्‌गार.

પદ ૨૪ ( ખોલો ખોલો આ પડદો અંતરનો, એ લય. )

મિઠી મિઠી, ઉમળકે ઉભરાતી, દઉં પ્યાલી તે પીજીએ,
પ્રભુ પીજીએ, હું પર રીઝીએ; મિઠી૦
રહી નિરાંતે આજ વહાલા નાથ !
રમો સાથ, છાની વાત, અતર્ક્ય તત્ત્વતણી કીજીએ; મિઠી૦

સુનાં મારાં મન્દિરીયે અનાથ,—
હતી, આજ થઇ સનાથ, સ્વામિજી ! સ્નેહરસે ભીંજીએ; મિઠી૦
મેં તો ઝાલ્યો તમારો વરદ નાથ !
સઉ સુભાગ્યપ્રદ હાથ, ચિત્ત ન લગાવો હવે બીજીએ[1]; મિઠી૦
પ્રેમપ્યાલી પી લઇને પ્રાણનાથ !
દિનરાત, ભરી બાથ, ભેટી અભિન્નપણું દીજીએ; મિઠી૦

**શ્રી જ૦ દેસાઈ.**

---

## પ્રાર્થના.

### પદ ૨૫ ગઝલ.

આત્મન્ ! થજો ગુણગાન તારાં વાણીથી એ પ્રાર્થના,
સંકલ્પ ઉર હો સતત તુજ દર્શનતણો એ પ્રાર્થના.
ચિત્તતણી એક ચિન્તનીય વસ્તુ તું હો એ પ્રાર્થના,
તારા સ્વરૂપમાં મુજ મતિ સંસ્થિર રહો એ પ્રાર્થના.
શોધક બની બુદ્ધિ તને શોધો સતત એ પ્રાર્થના,
મુજ કલ્પનાશક્તિ રચો તુજ કલ્પના એ પ્રાર્થના.
પલટો જીવત્વની ભાવના બ્રહ્મત્વમાં એ પ્રાર્થના,
આનન્દમાં આનન્દ તારો, ઉર ઉડો એ પ્રાર્થના.
તારી વિભૂતિરૂપ સઘળું ભાસજો એ પ્રાર્થના,
તુજમાં અને તુજમાં જ મારૂં રમણ હો એ પ્રાર્થના.
સોઽહં સોઽહંના જાપને તું જપાવજે એ પ્રાર્થના,
આત્મન્ ! અખંડ અભેદ અનુભવું, તુજથી હું એ પ્રાર્થના.

**શ્રી જ૦ દેસાઈ.**

---

[1] અન્ય ઉપાસકપ્રતિ.

## વિશ્વમાં વિશ્વપતિનો નિવાસ છે.

પદ ૨૬ ( કથિરમાં મોહ ધરે શું ભાઇ, એ લય. )

વિશ્વનો અનુભવ કહે છે ખાસ, વિશ્વમાં વિશ્વપતિનો વાસ.

વિશ્વ વિશ્વ કહેવાતું તે સઉ, વિશ્વપતિની વિભૂતિ,
વિશ્વઅનુભવ લેતાં લેતાં, થાતી એ અનુભૂતિ; વિશ્વનો૦
બાહ્યરૂપથી એક વસ્તુ જવ, પામે વિશીર્ણભાવ,
અન્ય રૂપ રચી ઉન્નતિ સાધે, પ્રભુનો એ જ પ્રભાવ; વિશ્વનો૦
દુઃખ પામેલું મનુષ્યનું મન, પાછું જાગ્રત્ થાય,
પુનઃ પ્રગામી બને પ્રભુનું ત્યાં, સિદ્ધાસ્તિત્વ જણાય; વિશ્વનો૦
ભૂલ કરે છે તે જન પાછો, સમજી સુધરી જાય,
સુધરવાપણું એ જ પ્રભુનો, અંશ રહ્યો છે ત્યાંય; વિશ્વનો૦
આજ નીચે જવું ધરે ઉચ્ચતા, કાલાંતરે પણ તેહ,
એ જ વિલક્ષણ ક્રમ સૂચવે છે, પ્રભુ ત્યાં નિઃસન્દેહ; વિશ્વનો૦
મલિન થતો ઉત્તમ, ઉત્તમ વળી, સર્વોત્તમ બની જાય,
અપૂર્ણ પૂર્ણ થતો એ વિશ્વપતિમહિમા કહેવાય; વિશ્વનો૦
એવું સ્થળ એક નથી જ્યાંથી, ઉન્નત થાય ન કોઈ,
એવો કાળ નથી કો જેમાં, થાય વિકાસ જ નાહિ; વિશ્વનો૦
વિશ્વતણો અણુ એક ન એવો, જેની ન પ્રગતિ સધાય,
આ સઉનો છે હેતુ એક જ, વિશ્વપતિ તે માંહ્ય; વિશ્વનો૦
વિશ્વપતિ સૌ સ્થિતિમાં સૌની સાથે છે અનુસ્યૂત,[1]
ગમે તેવી સ્થિતિમાંથી સુજન, સાધે ઉન્નતિ અદ્ભુત; વિશ્વનો૦



૧ રહેલા.

## उपास्यासक्त वृत्तिनुं उपास्यप्राति संबोधन.

પદ ૨૭ (મમ ઉરસરના રમનારા, એ લય.)

મમ હૃદયસરે રમનારા,
મારૂં જીવન ખીલવનારા,
મારા મન હરનાર મરાલ[1] !

થતાં તૃપ્ત ન નયનો મારાં,
જોતાં નર્તન કંઈ તારાં,
મારા સરવરીયાની પાળ; મમ૦
તારી અવનવી અદ્ભુત કાંતિ અહા!
તારી અમૃત સારતી શાંતિ મહા,
તને નિરખવાકાજ હંસલા ! ત્યજું બીજી જંજાળ; મમ૦
તારી વ્યાપી પ્રીતિ રગરગમાં,
મુકી તને જવું ન ગમે જગમાં,
જાણે નિરન્તર, વસી અભ્યન્તર, જોઉં તુજ મુખડું રસાળ; મમ૦
મારૂં ભલે બીજું બધું નષ્ટ થજો,
પણ સદા તું મુજને સ્પષ્ટ હજો,
કાં જે તું જ જયન્તીજીવન ! હરે મુજ જનિમૃતિસાલ; મમ૦

**भो ज० देवी.**

---

## सहस्रदलपद्ममां ध्यानमग्न थनार अभिमानीभ्रमरनुं गुंजन.

પદ ૨૮ (મારે મંદિરે પધારો યોગિરાજ, એ લય.)

પેલું પદ્મ અહા ! વિકસી રહ્યું ઉર, શું મધુર,
એની સુવાસ પ્રસરાય છે !

---

૧ હંસ.

ગગનમાંથી એણે કાઢયું અંકુર, નથી દૂર,
કોઇ સુભાગીને જણાય છે.
ધવલ—નવલ એની છે સહસ્ર પાંખડી,
એને જોઇ ન ધરાય મારી આંખડી,
જેની પાસ સૂર્ય સેંકડો ઝંખાય એવું નૂર; એની૦

કરૂં ભ્રમર બની એમાં પ્રવેશ હું,
એના મદથી મદમત્ત બની હમેશ હું,
કાઢું ગુંજારરૂપે મુજ ઉરેથી પ્રણવસૂર; એની૦
એની મધ્યે કો તત્ત્વ છે છૂપાયલું,
જેના રસથી એ પુષ્પ છે પોષાયલું,
એને અનુભવે ઉતારી શકે વિરલ કોઇ ચતુર; એની૦

એની મધ્ય કર્ણિમાંહિ આવી હું ઠરૂં,
મારૂં મનતાન સહજમાં હું વિસરૂં,
એના અમૃતરસપાનમાં બનું હું ચકચૂર; એની૦

શ્રી જ૦ દેવો.

---

## अनुभवावधि

પદ ૨૯ ( મૃતિજનનરહિત ચિતિ જાણી, એ લય. )

અહો ! પરમાનન્દ પ્રવર્ત્યો, પ્રાપ્તવ્ય થતાં પ્રાપ્ત.
સંસિદ્ધિ સ્વરૂપની પામ્યા, ઇચ્છિત પદ આવી વિરામ્યા,
હવે રહ્યું ન કંઇ ઇષિતવ્ય[1] દ્રષ્ટવ્ય ન કે શ્રોતવ્ય,
અવશિષ્ટ નહિ અનુભવ્ય, નિજપદમાં થયા વ્યાપ્ત; પ્રાપ્તવ્ય થતાં પ્રાપ્ત.
અહો ! બ્રહ્માનન્દ પ્રવર્ત્યો, બ્રહ્મત્વ થતાં પ્રાપ્ત.
ઉપજાવતી જેહ અશાન્તિ, શમી ગઈ તે સ્વપરની ભ્રાન્તિ,

---

૧ ઇચ્છવા યોગ્ય.

હવે બધે દીસે એકત્વ, નિજમાં જ લહ્યું પૂર્ણત્વ,
વિલસ્યું સર્વત્ર જ સ્વત્વ, સર્વાંશ થયા પર્યાપ્ત;[1] પ્રાપ્તવ્ય થતાં પ્રાપ્ત.
અનુભવઆનન્દ પ્રવર્ત્યો, અનુભૂતિ[2] થતાં પ્રાપ્ત.
કથાય શી રીતે એ તે, શુણાય એ કેવી રીતે,
સહજે વિરમ્યા વ્યાપાર, હવે રહ્યા ન કોઈ પ્રકાર,
અનુભવાય એકાકાર, ત્યાં કર્તવ્યો સમાપ્ત; પ્રાપ્તવ્ય થતાં પ્રાપ્ત.



---

૧ પૂર્ણ. ૨ અનુભવ.

# શ્રેયસ્સાધક

## —સાપ્તાહિક—

આ પત્રમાં મનુષ્યને ઉન્નતિ પામવાના વિવિધ માર્ગો દર્શાવવામાં આવે છે. માનવજાતિનાં શુદ્ધ કર્તવ્યજ્ઞાતવ્યનો તેમાં ઉત્તમ પ્રકારે પ્રકાશ થાય છે. આત્મવિકાસનાં અનેક સાધનોનું તેમાં નિરૂપણ હોય છે. શ્રેયસ્‌ના માર્ગમાં પ્રયાણ કરનારને આ પત્ર અત્યન્ત ઉપયોગી છે.

વાર્ષિક લવાજમ: રૂ. ૫—૦—૦.

વ્યવસ્થાપક: શ્રેયસ્સાધક,

વડોદરા.

# દમ્પતીમિત્ર

## —પાક્ષિક—

સ્રીપુરુષના ઉભયના સંસારને અત્યંત સુખમય, રસમય અને પ્રગતિમાન કરનાર વિવિધ સુન્દર લેખો આમાં દર પખવાડીયે પ્રકટ થાય છે. ભાષા રસવાળી અને લાલિત્યપૂર્ણ હોય છે. તેમાં નાની નાની સુન્દર બોધક વાતો પણ પ્રકટ થાય છે. પ્રત્યેક સ્રીપુરુષે આ પત્ર વાંચવાની ઘણી જ જરૂર છે.

વાર્ષિક લવાજમ: રૂ. ૪—૮—૦.

વ્યવસ્થાપક: દમ્પતીમિત્ર,

વડોદરા.

# સાધનસમારંભમાં સાધકોએ પાલન કરવાના નિયમો

૧. પ્રાતઃકાલે પાંચ વાગતાં ઘંટ થતાં ઉઠવું અને સ્નાન આદિથી પરવારી સાત વાગતાં સંયમમાટે નિશ્ચય કરેલા સ્થળે બેસી જવું.

૨. સાતથી અગીયાર વાગવાસુધી પ્રત્યેક સાધકે પોતપોતાને પ્રાપ્ત જપ, પ્રાણાયામ, ધારણા, ધ્યાન વગેરે સંયમની ક્રિયાઓ કરવી,

૩. કોઇપણ સાધકે બીજા સાધકોને વિક્ષેપ થાય એવી કોઈ પણ ક્રિયા સંયમના સ્થાનમાં કરવી નહિ, તે સ્થાનમાંથી વારંવાર જા આવ કરવી નહિ.

૪. સમારંભમાં જેઓએ નાની ઉમરનાં બાલકોને આણ્યાં હોય તેમણે તે બાળકો સંયમમાં કોઇને કોઇ જાતનો વિક્ષેપ ન કરે તેવી વ્યવસ્થ રાખવી. તેમ ન થતાં બાળકોથી થતા દોષોના જવાબદાર તેમના વડિલો ને જ ગણવામાં આવશે.

૫. અગીયાર વાગતાં પ્રાતઃકાલના સંયમની સમાપ્તિ થયે સાધકોએ, આરતી થતાં સુધી પોતાના આસનનો પરિત્યાગ કરવો નહિ

૬. આરતી થઇ રહ્યા પછી સ્નાન કરવા ઇચ્છનાર સાધકોએ સ્નાન કરવા જવું. અને જણાવવામાં આવે તે સમયે ભોજનશાળામાં હાજર થવું. જેઓ વિલંબે હાજર થશે તેમની ભોજનમાટે બીજી પંક્તિમાં વ્યવસ્થા થશે.

૭. સાંજે પાંચ વાગે પુનઃ સ્નાનની ઇચ્છા હોય તેમણે સ્નાનમાટે જવું અને સાત સુધીમાં સંધ્યા વગેરેથી પરવારી વ્યાખ્યાનમંડપમાં હાજર થવું.

૮. સાંજે સાતથી આઠ સુધી થનારાં અથવા અન્ય નિશ્ચય કર આવનાર સમયે, થનારાં વ્યાખ્યાનોમાં સાધકના ધર્મને અનુસરીને ભાગ લે

૯. આઠથી સાડાનવસુધી કીર્તનના આનંદમાં ભાગ લેવો.

૧૦. દસ વાગે પ્રત્યેક સાધકે સુઇ જવું. જેમને વહેલી નિદ્રા આવતી હોય તેમણે સુતા સુતા જપ કરવા, પરંતુ વાતો કરી બી નિદ્રામાં વિક્ષેપ ન કરવો.

૧૧. સંયમવિનાના સમયમાં સાધકોએ બનતાસુધી વ્યાવહ વાતો નહિ કરવી; પરંતુ સંયમને પોષક વાતો કરવી, નહિ તો મૌ જપ, સદ્વિચાર આદિનું સેવન કરવું.

૧૨. આ નિયમોને જાણી જોઇને ભંગ કરનારા સાધકોને સમારં ભાગ લેવાના અનધિકારી ગણવામાં આવશે.